


આ'લા હઝરત, ઈમામ અહમદ રઝા મુહક્કિકે બરૈલ્વીના નાઅતનાં સંગ્રહ
''હદાઈકે બખ્શિશ''માં થી અમુક નાઅતોનું ગુજરાતી લિપિયાંતર

# કલામે-રઝા

સંકલન : ખલીફ-એ-મુફતીએ આઝમે હિન્દ, મુનાઝિરે એહલે સુન્નત
અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની
''મસ્રૂફ'' (બરકાતી-નૂરી)

પ્રકાશક
મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા
ઈમામ અહમદ રઝા રોડ, પોરબંદર (ગુજરાત)

આશિકે રસૂલ, ઈમામુલ - કલામ, હસ્સાનુલ હિન્દ,
આ'લા હઝરત ઈમામ અહમદ રઝા મુહક્કિકે બરૈલ્વી
(રદીઅલ્લાહો અન્હો)ના નઅત સંગ્રહ

*''હદાઈકે બખ્શિશ''*

ની અમુક નઅતોનો ગુજરાતી લિપીયાંતર
એટલે..

# ક લા મે - ર ઝા

◇ સંકલન ◇

મુનાઝિરે એહલે સુન્નત, ખલીફ-એ-મુફતી આઝમે હિન્દ

## અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની

''મસ્રૂફ'' (બરકાતી-નૂરી)


પ્રકાશક

**મરકઝે એહલે સુન્નત બરકાતે રઝા**

ઈમામ અહમદ રઝા રોડ, પોરબંદર (ગુજરાત)

આવૃતિ : દ્વિતિય (બીજી) પ્રત : ૨૧૦૦





⊙ કિતાબનું નામ : **કલાબે રઝા** (ગુજરાતી લિપિયાંતર)

⊙ ઉર્દુના મૂળ સર્જક : આ'લા હઝરત **ઈમામ અહમદ રઝા** મુહક્કિક બરેલ્વી

⊙ સંકલન : મુનાઝિરે અહલેસુન્નત **અલ્લામા અ. સત્તાર હમદાની ''મસ્રૂફ''**

⊙ પ્રકાશક : **મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા–પોરબંદર**

⊙ પ્રકાશન વર્ષ : **એપ્રિલ–૨૦૧૬** (સ.હિ.૧૪૩૭)

⊙ વિમોચન વિધી : તા. ૩૦/૪/૨૦૧૬ના રોજ અમીને શરીઅત એજયુકેશન ટ્રસ્ટ દ્વારા આયોજિત **''ફિકહી સેમિનાર''** માં પીરે તરીકત હઝરત સરકાર તાજુશ્શરીઅહ ના મુબારક હાથે. વિશાળ સંખ્યા માં સુન્ની આલિમો ની ઉપસ્થિત માં...

⊙ આવૃતિ : **બીજી (દ્વિતિય)**

⊙ પ્રત : **૨૧૦૦** (બે હજાર એકસો)

⊙ કંપોઝીંગ : શાહિદરઝા યૂસુફખાનં શેરવાની - પોરબંદર


મુજાહિદે સુન્નિયત, હઝરત મૌલાના ઉસ્માન ગની (ઉસ્માન ગની બાપૂ) ની નિઃસ્વાર્થ ખિદમત દ્વારા આયોજિત ''ફિકહી સેમિનાર'' ની સફળતા ની દુઆ સાથે દિલી મુબારક બાદી પૈશ છે.

**અ. સત્તાર હામદાની ''મસ્રૂફ''**

# ''અર્પણ''

બુલબુલે ચમનિસ્તાને 'રઝા', મદ્દાહે રસૂલ,
આશિકે મુફતી આઝમે હિન્દ, ફના-ફીશ્શયખ,

## મર્હુમ જનાબ હાજી યૂસુફખાન ઈબ્રાહીમખાન શેરવાની (સુલ્તાની)

જેમણે પોતાના કર્ણપ્રિય અને મધૂર સ્વરના માધ્યમ દ્વારા **સરકારે આ'લા હઝરત** ના ''**કલામે રઝા**'' ની અજોડ નઅતો ની સમગ્ર પોરબંદર અને સૌરાષ્ટ્ર માં ધૂમ મચાવી ને લોકોને ઈશ્કે રસૂલના કૈફ માં ઝુમાવી ને ઈમાન ની મીઠાશ નો અનુભવ કરાવ્યો.જીવન પ્રયંત નઅતે રસૂલ ની પંક્તિઓ ગુંજાવી અને આ'લા હઝરત ના દિલબંદ **સરકારે તાજુશ્શરીઅહ** ના સ્ટેજ ઉપર નઅતે રસૂલ ની પંક્તિઓ લહેરાવવાની પ્રતિક્ષા માં દુનિયા થી રૂખ્સત થઈને ધન્ય બની ગયા. આજે વાતાવરણ માં તેઓની નઅત ખ્વાની ગુંજી રહી છે અને કયામત સુધી ગુંજતી રહેશે. નઅતે રસૂલે તેઓને અમર બનાવી દીધા.

અલ્લાહ તઆલા મર્હુમને જન્નતુલ ફિરદૌશ માં આ'લા મકામ અતા ફરમાવે... આમીન.

પોરબંદર
તા. : ૩૧-૩-૨૦૧૬

▣ **ખૈર અંદેશ** ▣
**અ.સત્તાર હામદાની ''મસરૂફ''**
(બરકાતી-નૂરી)

## અનુક્રમિકા

★૭૮૬/૯૨★

# પહેલી આવૃતિની પ્રસ્તાવના

**એ 'રઝા' જાને અનાદિલ તેરે નગ્મોં પે નિષાર,**
**બુલબુલે બાગે મદીના તેરા કહના કયા હૈ.**

ઉપરોક્ત શેઅર **'ઈમામ અહમદ રઝા'** ફાઝિલ બરેલ્વી (રદિઅલ્લાહો અન્હો)ના નઅતિયા કલામની બુલંદ રૂત્બા અઝમતનો પડઘો પાડી રહયો છે. **હઝરત 'રઝા'**ની શાએરી વિષે કંઈ કહેવું કે લખવું મારા જેવા અદના અને સરાપા ગુનેહગાર માટે લોઢાના ચણા ચબાવવાથી પણ વધુ કઠીન છે. પોતાના સમય ના સરતાજ આલિમોમાં જેની ગણના થાય છે તેવા મહાન આલિમો પણ હઝરત 'રઝા'ના શેઅરોને સંપુર્ણપણે સમજવા અને સમજાવવામાં પોતાની અશક્તિ વ્યક્ત કરે છે.

**હઝરત 'રઝા'**ની શાએરીમાં ઈશ્કે રસૂલનો ઉછાળા મારતો સમુદ્ર જ દ્રષ્ટિગોચર થાય છે. એક એવા નિરાલા અંદાઝમાં આપે **બારગાહે મુસ્તફા** સલ્લલ્લાહો અલયહે વસલ્લમમાં ખિરાજે-અકીદત પૈશ કરેલ છે કે જેનું દ્રષ્ટાંત ઉર્દુ-શાએરીમાં શોધ્યો જડે તેમ નથી અને



જેથી જ આપને **'હસ્સાનુલ-હિન્દ'**ના માનવંતા ખિતાબથી યાદ કરવું આપની બારગાહ માં સાચા અર્થમાં ખિરાજે-અકીદત ગણાશે.

ઝમાન-એ-અકદસમાં **હઝરત હસ્સાન ઈબ્ને ષાબિત** રદીઅલ્લાહો અન્હો મસ્જીદે નબવીમાં ઉભા થઈ **શહેનશાહે કૌનેન, મહેબૂબે રબ્બુલ આલમીન, તાજદારે મદીના** સલ્લલાહો અલયહે વસલ્લમની બારગાહે બૈકસ પનાહમાં અઝમતે મુસ્ફતાના શેઅરો અરબી ભાષામાં મધૂર કંઠે પૈશ કરીને મદાહે-મુસ્તફાના બિરૂદના યશભાગી બન્યા. હઝરત હસ્સાન ઈબ્ને ષાબિતના નકશે કદમ પર ચાલીને **હઝરત કઅબ ઈબ્ને ઝુબૈર** અને **હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા** (રદીઅલ્લાહો તઆલા અન્હુમા) જેવા સહાબી એ પણ ઈશ્કે મુસ્તફાના અમુલ્ય મોતી જેવા શેઅરોથી નઅતે નબીની માળાઓ પરોવી. ત્યારબાદ અરબી શાએરીમાં **'નઅત ગોઈ'**ના ક્ષિતિજમાં **શયખ મુહમ્મદ ઈબ્ને અહેમદ જમાલુદ્દીન યાહયા, શયખ અબુ મુહમ્મદ અબ્દુલ્લાહ, અબૂ ઝેયદ અબ્દુર્રહમાન ઈબ્ને સઈદ, જમાલુદ્દીન ઈબ્ને નબાતા** (રદીઅલ્લાહો અન્હુમ અજમાઈન) વિગેરે જેવા પ્રકાશિત તારાઓ ખીલી ઉઠયા અને તેમાં વધુ આકર્ષક અને પ્રકાશિત સિતારા સ્વરૂપે **હઝરત અલ્લામા બુસીરી મિસરી** (રદીઅલ્લાહો અન્હો ) ચમકી ઉઠયા. આપ ઈશ્કે રસૂલના જઝબાના વર્ણન ક્ષેત્રે મકબુલિયતના એવા બુલંદ દરજજે બિરાજમાન થયા કે આપનો **'કસીદા-બુર્દા-શરીફે'** અરબ અને અજમના લોકોના દિલોને ઈશ્કે નબીની સાચી તડપ અને દર્દના સમુદ્રમાં ગરકાવ કરી દીધા.

વર્ણનીય શાઈરો એ **'અરબી-શાએરી'**ને ચાર ચાંદ લગાડી દીધા. સમગ્ર અરબમાં શાઈરોની શાએરીનો જાદૂ વ્યાપક બની ગયો. ધીરે ધીરે નાઅતીયા શાએરી અરબના સિમાડાની બહાર નીકળી અને **ઈરાન**ની સરહદોમાં દાખલ થઈ. ઈરાનમાં નઅતિયા શાએરીએ નવા નવા શણગારો અને આભૂષણો ધારણ કર્યા. શબ્દ કોષ અને વ્યાકરણ, શબ્દ રચના, રિધમ, વકતૃત્વ, વર્ણન શૈલી, પંકિત રચના, ગદ્ય-પદ્ય

મિશ્રણ, ચિંતન, કલ્પના, મનોભાવ, અર્થઘટન, ઉત્સુકતા, લાગણી, પ્રભાવ, મનન,મંથન, મનોદશા, ઉતેજના, વિષાદ, ઉન્માદ, આશા, નિરાશા, સમર્પણતા, સહિષ્ણુતા, ભાવના, પ્રેમ, આધિનતા, ન્યોચ્છાવર આવેગ અને પ્રેમભાવના વર્ણન ક્ષેત્રે કોઈપણ જાતની ઉણપ બાકી રહી નથી. કાવ્ય રચનાના નિયમો અને ધારાધોરણ નકકી થયા અને સાહિત્યના ક્ષેત્રે તેનું સ્થાન માનવંતુ બન્યું.

ફારસી શાએરીના ક્ષેત્રે **હકીમ સનાઈ ગઝનવી, નિઝામી ગંજોઈ, અતાર નૈશાપૂરી, અલ્લામા જલાલુદ્દીન રૂમી, હઝરત સઅદી શીરાઝી, હાફીઝ શીરાઝી** જેવા વિદ્વાનો ચમકી ઉઠયા અને સાથે-સાથે **પીરાને પીર, ગૌષુલ આઝમ, હઝરત શયખ અબ્દુલ કાદિર જીલાની બગદાદી, હઝરત ખ્વાજા મોઈનુદ્દીન ચિશ્તી, હઝરત ખ્વાજા કુતબુદ્દીન બખ્તિયાર કાકી, હઝરત બૂ અલીશાહ કલંદર, હઝરત નિઝામુદૃન ઔલિયા, હઝરત અમીર ખુશરૂ, અલ્લામા જામી** (રદીઅલ્લાહો અન્હુમ અજમઈન) જેવા જલીલુલ-કદ્ર ઔલિયા અને બુર્ઝુગોએ ફારસી ભાષામાં 'નાઅતો' રચીને ફારસી ભાષાની શાખ અને શોભામાં અભિવૃદ્ધિ કરી.

ફારસી શાએરીમાં વર્ણનીય શોઅરા ઉપરાંત **ઈઝઝત બુખારી, મીરદર્દ, ગાલિબ, ઈકબાલ, મઝહર, અખ્તર આવાન** જેવા અનેક શાએરો થયા. ત્યારબાદ ફારસી ભાષા પછી નઅતિયા-શાએરી નો ઉર્દુ-કાળ શરૂ થયો. **હઝરત ખ્વાજા બંદાનવાઝ ગૈસૂદરાઝ** (ઈ.સ. ૧૪૨૨) રહેમતુલ્લાહે અલયહૈના કલામમાં ઉર્દુ નઅત જોવા મળે છે. ત્યારબાદ હિ. સ. ૮૨૫ અને હિ.સ. ૯૮૮માં અનુક્રમે **ફખરૂદીન નિઝામી** અને **મુહમ્મદ કુતુબ શાહ**ના કલામમાં ઉર્દુ નઅતિયા શાએરી દ્રષ્ટિગોચર થાય છે.

ઉર્દુ શાએરીમાં એક નવી ભાત એ પણ પડી કે, ઉર્દુ શાએરીમાં નઅતિયા શાએરી સિવાય અન્ય ઘણા વિષયોમાં શાએરી વ્યાપક બની. અરબી અને ફારસી શાએરીમાં મોટા ભાગે સહાબા, તાબેઈન, સુફિયા,



ઔલિયા, ઓલોમા જેવા મહાનુભાવોનું વર્ચસ્વ અને પ્રભૂત્વ રહેલું પણ ઉર્દુ-શાએરીમાં ઔલિયા અને ઓલોમા ઉપરાંત લગભગ દરેક ક્ષેત્રના લોકોએ શાએરી કરી છે. બલ્કે અમુક તો ધંધાદારી શાએરો પણ ફુટી નીકળેલા. ઉર્દુ શાએરીએ નિઃરસ અને ઉદાસ લોકોને રસીકતાનું સાંત્વન આપ્યું. જેથી રાજાથી માંડીને રૈયત સુધીના દરેક ક્ષેત્ર અને વિવિધ ધર્મના શાએરો અસ્તિત્વમાં આવ્યા. જેમાંથી પ્રસિધ્ધિ પામનારાઓમાં **વલી દખણી, ફિરાક બિજાપૂરી, સૌદા, ગાલિબ,ફિરાક ગોરખપુરી, ઈકબાલ, મીર, ઈન્શા, જુર્અત, સિરાજ, નઝીર, જૌક, જોશ, ફયઝ, નાસિખ, મૌમીન,જલીલ, અકબર, અમીર, બૈદમ, અસગર, દાગ, હઝરત કાફી, હસન, અમજદ, દર્દ, હફીઝ, ફાની, બૈઝાદ, હસરત, જિગર, દાનિશ, શકીલ, પ્રેમી, ઈશ્કી, નૂરી, નશ્તર, હાદી, મોહસિન, ઝફર, રિયાઝ,મુનવ્વર, મેહશર** ના નામો મુખ્યત્વે ગણનામાં આવે છે. વર્ણનીય શાએરો ઉપરાંત અનેક નામી-અનામી શાએરો 'ઉર્દુ-શાએરી'ના ક્ષેત્રે થયા. અને દરેકે પોતાની આગવી શૈલીમાં વિવિધ વિષયો ઉપર વિવિધ રચનાઓ કરી.

ઉર્દુ શાએરીમાં નાઅતિયા-શાએરી ઉપરાંત હમ્દ, મન્કબત, મરષિયા, મુષલ્લષ, રૂબાઈ, મુખમ્મસ, તઝમીન, નઝમ, ગઝલ, લોરી, ગીત, મષનવી, તારીખ ગોઈ, કતઅ વિગેરે નવા નવા સિલસિલા શરૂ થયા. ઈશ્કે-હકીકી ઉપરાંત ઈશ્કે-મજાઝી ઉપર પણ ઘણું લખાયું. બુઝુર્ગાને દીન,ઓલોમા, સુફિયા અને અન્ય મઝહબી શાએરો ઉપરાંત દુન્યાદારો, શરાબી, કબાબી અને ફુટપાથ છાપના શાએરો ફુટી નીકળ્યા, બિભત્સ અને અશ્લીલ શાએરો પણ પોતાનો અલગ ચોકો જમાવ્યો.

**'ઈશ્ને–નબી'** એક એવો મુબારક જઝબો છે કે તે જઝબો રાખનારાઓ અકલ્પનીય રીતે વિશ્વ વિજેતા બની ગયા. તે જઝબો એટલો પ્રબળ હોય છે કે દુનિયાની કોઈપણ તાકત તેને ડરાવી શકતી નથી, કે વશમાં રાખી શકતી નથી. ઈશ્કે-નબીનો જઝબો રાખનાર તે

જઝબાની તડપમાં એટલો વ્યાકુળ હોય છે કે તેની મનોદશા ન સમજી શકાય કે ન સમજાવી શકાય તેવી પરિસ્થિતિમાં હોય છે. તેવી પરિસ્થિતિમાં તે પોતાના પ્યારા આકાની તા'રીફમાં સીમા રેખા ઓળંગી જવાની ભૂલ કરી બેસે તેવી શકયતા રહેલી છે. તેવી પરિસ્થિતિમાં મનની લાગણીઓને અંકુશમાં રાખવી અને તેના ઉપર શરીઅતે મુહમ્મદીની લગામ રાખવી કપરી છે. તે કપરી કામગીરી નિભાવવામાં ઘણા શાએરોના પગ લપસી ગયા છે અને અર્થના અનર્થ થઈ જવાથી ઘણી સમસ્યાઓ સર્જાઈ ગઈ છે.

અહીં સુધીના વર્ણનમાં જેટલી પણ બાબતોની ચર્ચા કરી છે તે સંક્ષિપ્તમાં જ કરી છે. અહીં એટલી શકયતા નથી કે વિસ્તૃત ચર્ચા કરીએં. ઈન્શાઅલ્લાહ **હઝરત 'રઝા'**ના નઅતિયા કલામ ઉપર વિસ્તૃત વિવરણ લખવાની તમન્ના છે, ત્યારે બધી બાબતોની છણાવટ કરશું.

ઈશ્કે રસુલના જઝબા ઉપર અંકૂશ રાખવો અને જઝબાતે દિલને યોગ્ય સ્વરૂપે વર્ણન પણ કરી દેવું અને શરીઅતે નકકી કરેલી સીમાઓનો ભંગ પણ ન થાય તે ખુબી **હઝરત ઈમામ અહમદ 'રઝા'**ના કલામમાં જોવામાં આવે છે. હઝરત 'રઝા' જયારે **દયારે મુસ્તફા મદીનતુલ મુનવ્વરા** ની હાજરી માટે ગયા અને ગુંબદે ખીઝરામાં આરામ ફરમાવનાર પ્યારા આકાની મુકદસ આરામગાહનો ઈમાન અફરોઝ જલ્વો નજરોમાં સમાણો ત્યારે આશિકે રસુલના દિલમાં રહેલો ઈશ્કે નબીનો મહા સમુદ્ર હિલોરે ચડયો. એક સાચો આશિક પોતાના મનની ઉમંગોને કયાં સુધી અંકુશમાં રાખે ? મનમાં એક ઈચ્છા જન્મી કે પ્યારા આકાની મુકદસ આરામ-ગાહને સજદો કરૂં. મહોબ્બતના જઝબાના આવેશ અને આવેગમાં બેહકી જવાની ઘડી છે, પણ ધન્ય છે આપની સમતુલન શકિતને, આપે પોતાના જઝબાતે - દિલને અંકુશમાં રાખી અર્ઝ કરી કે :-



**પૈશે નઝર વો નૌ બહાર, સજ્દે કો દિલ હૈ બૈકરાર,**
**રોકીએ સર કો રોકીએ, હાં યહી ઈમ્તેહાન હૈ.**

**:: અર્થાત ::**

''નઝર સમક્ષ કૌનેનના દુલ્હા, મહેબૂબે ખુદા, પ્યારા આકા સલ્લલ્લાહો અલયહે વસલ્લમની મુકદદસ આરામગાહ છે અને મારૂં દિલ પ્યારા આકાની તુર્બતે - અકદસને સજદો કરવા વ્યાકુળ છે પણ નહીં, આવું ન કરવું જોઈએ અને માથાને સજદો કરતા રોકવું જોઈએ, એ જ સાચી પરિક્ષા છે.''

કેટલી ઉમદા વાત બતાવી, પ્યારા આકાના મઝારને સજદો કરવાની ઈચ્છા છે પણ પ્યારા આકા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમનું જ ફરમાન છે કે ખુદા સિવાય અન્યને સજદો ન કરી શકાય. એક તરફ આકાની મહોબ્બતમાં સજદો કરવા દિલ ઉત્સુક છે અને બીજી તરફ પ્યારા આકાની મુકદસ શરીઅતની જાળવણી પણ અનિવાર્ય છે. આવા સંજોગમાં મહોબ્બતના જઝબાને શરીઅતની લગામ દ્વારા અંકુશમાં રાખવી એ જ સાચી મહોબ્બત છે. મહોબ્બતનો તકાઝો છે અને મહોબ્બતની પરીક્ષા છે.

એક અન્ય 'નઅત' માં **હઝરત 'રઝા'** શરીઅતની સીમા રેખાની મર્યાદા જાળવીને નિરાલા અંદાઝમાં મહોબ્બતની વાણી ઉચ્ચારતા ફરમાવે છે કે :-

**એ શૌકે દિલ યે સજદા ગર ઉન કો રવા નહીં**
**અચ્છા વો સજદા કિજીએ કે સર કો ખબર ન હો.**

**:: અર્થાત ::**

''એ મનની ઈચ્છાઓ !'' પ્યારા આકા **મહેબુબે ખુદા** સલ્લલ્લાહો અલયહે વસલ્લમની જનાબમાં માથું ઝુકાવીને સજદો કરવો જાઈઝ નથી, તે હકીકતમાં લેશ માત્ર શંકા નથી. માટે એવો સજદો કરો કે તેની જાણ  તમારા મસ્તકને થાય જ નહીં.

**હઝરત 'રઝા'**ને શરીઅત અને ઉર્દુ સાહિત્યના ક્ષેત્રે જેટલી પણ દાદ આપવામાં આવે તેટલી ઓછી છે. આપે સજદાની શકયતાને નકારી કાઢવાની સાથે સાથે **દિલના સજદા** ની વાત વર્ણવીને મસ્તક દ્વારા કરવામાં આવતા સજદાનો માર્ગ બંધ કરી દીધો. અને તે માર્ગ બંધ કરવાનું કારણ પણ વર્ણવતા ફરમાવે છે કે :-

**ન હો આકા કો સજદા, આદમો યૂસુફ કો સજદા હો,**

**મગર સદ્દે ઝરાએ, દાબ હૈ, અપની શરીઅત કા.**

**:: અર્થાત ::**

''આ પણ કેવી મજબુરી છે કે **હઝરત આદમ** અને **હઝરત યૂસુફ** (અલયહિમુસ્સલામ)ને તો સજદો કરવામાં આવે પણ **પ્યારા આકા** (સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ)ને સજદો ન કરાય. પણ શું થાય ? આગલી શરીઅતોની પ્રણાલિકા મુજબ તઅઝીમના સજદાની પ્રવૃતિને રોકવી એ આપણી શરીઅતની પ્રણાલિકા છે.''

ઉપરોક્ત શેઅરમાં **હઝરત 'રઝા'** ચોખ્ખા શબ્દોમાં છણાવટ કરી આપી કે હઝરત આદમ અને હઝરત યૂસુફ (અલૈહિમુસ્સલામ)ને જે સજદો કરવામાં આવતો હતો, તે સજદો આગલી શરીઅતમાં જાઈઝ હતો પણ **પ્યારા આકા** (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)ની શરીઅત માં આવા 'સજદા'ની મનાઈ ફરમાવવામાં આવી છે અને સાચા આશિકની સાચી શાન એ છે કે તે પોતાના માલિકો-મૌલા, પ્યારા આકાની શરીઅતની મર્યાદા જાળવે અને શરીઅતનું લેશમાત્ર ઉલંઘન ન કરે.

**હઝરતે 'રઝા'**ની શાએરીમાં એક મહત્વની ખુબી એ છે કે આપની શાએરીમાં ઈશ્કે-રસુલની જે ભરપૂર લાગણીઓ દ્રષ્ટિગોચર થાય છે. તેમાં કયાંય પણ શરીઅતની સીમા રેખા ઓળંગવામાં આવી નથી. બલ્કે દરેક શેઅરને જોખી, તોળી, તપાસી, અને ચકાસીને જ કહેવામાં આવ્યો છે. દરેક શેઅર કુરઆન, હદીષ અને બુઝૂર્ગોને દીનના



ઈરશાદાતની રોશનીમાં જ કહેવામાં આવેલ છે. 'હઝરત રઝા'ના નઅતિયા કલામ ઉપર વિસ્તૃત છણાવટ કરવામાં આવે તો એ હકીકત મધ્યાહનના સૂર્યની જેમ પુરવાર થશે કે આપનો શેઅર કુરઆનની આયતનો તરજુમા, અથવા તફસીર છે અગર તો હદીષનો ભાવાર્થ છે. આ હકીકત વ્યકત કરતા આપ ફરમાવે છે કે :-

**કુરઆન સે મૈં ને નઅત ગોઈ સીખી,**

**યઅને રહે એહકામે શરીઅત મલ્હૂઝ.**

**:: અર્થાત ::**

'કુરઆન થી મૈં નઅત કહેવી શીખી છે. જેનો અર્થ એ કે શરીઅતના કાનૂનોની મર્યાદા જાળવવામાં આવે' અન્ય એક પ્રસંગે આપ ફરમાવે છે કે :-

**રેહબર કી રહે નઅત મેં ગર હાજત હો,**

**નકશે કદમ હઝરતે હસ્સાં બસ હૈ.**

**:: અર્થાત ::**

નઅત કહેવાના પંથમાં જો માર્ગદર્શકની આવશ્યકતા પડે તો **હઝરત હસ્સાન ઈબ્ને સાબિત** રદીઅલ્લાહો અન્હોનું અનુકરણ જ બસ છે.'

ટુંકમાં જે હસ્તીના હૃદયમાં ઈશ્કે રસુલનો સમુદ્ર ઉછાળો મારતો હોય અને તે ઈશ્કે રસૂલના સમુદ્રમાંથી અમૂલ્ય રત્નો સમા નઅતિયા શેઅર કુરઆન અને હદીષની રોશની અને હઝરત હસ્સાન ના અનુકરણરૂપે વાતાવરણમાં ગુંજી રહયા હોય, તેની મહાનતા માપી જ શકાય નહીં.

'હઝરત રઝા'ની શાએરીનો જે મૂળભૂત ગુણ છે તેની સંક્ષિપ્ત ચર્ચા અહીં સુધી કરી છે. તે મૂળભૂત ગુણ ઉપરાંત એક બીજો વિશેષ ગુણ 'ખુલૂસે-દિલ'નો છે. જેનો અંદાઝો નીચેના પ્રસંગમાંથી આવી જશે.

''**આ'લા હઝરત ઈમામ અહમદ રઝા**'' રદીઅલ્લાહો અન્હોની ખિદમતમાં એક શાઈર આવ્યો અને અર્ઝ કરી કે હઝરત ! મૈં એક 'નઅત' લખી છે અને આપની ખિદમતમાં પૈશ છે. આશા છે કે આપ તેમાં કોઈ ભુલ હોય તો સુધારી આપશો અને યોગ્ય માર્ગદર્શન આપશો. આપે તે શાઈરે લખેલી નઅત ઉપર દ્રષ્ટિપાત કર્યુ તો તે શાઈરની નઅતનો ભાવાર્થ એ હતો કે **યા રસૂલુલ્લાહ** ! હું આપના ઈશ્કમાં દીવાનો છું, આપની યાદ અને આપની જુદાઈમાં મારી હાલત એ છે કે ખાવું, પીવું, ઉંઘવું, બધું છોડી દીધું છે. બસ દરેક પળ આપની યાદમાં તડપીને પસાર કરૂં છું.

આપે તે શાએરને કહયું કે, આપે આપની શાએરીમાં આપની જે હાલતનું વર્ણન કર્યુ છે, તે હાલત અતિ પ્રસંશનીય છે પણ વાસ્તવમાં જો આપની હાલત એવી નથી કે જેવી આપે વર્ણવી છે, બલ્કે ફકત શાએરીનું સૌંદર્ય વધારવા અને શબ્દોની બાંધણી માટે જ આપે આવી કાલ્પનિક અવસ્થાનું વર્ણન કર્યુ છે તો તે પણ એક જૂઠાણું જ છે અને **જુઠાણું પણ કોની બારગાહમાં ?** માટે તમો તમારા શેઅરોમાં તમારી તે પરિસ્થિતી જ વર્ણવો કે જેટલું તમો ખરેખર અનુભવતા હો, ખોટા દંભ અને જુઠાણાનો આશરો લઈને બારગાહે **મુસ્તફા** (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ)માં જૂઠી અકીદત અને મહોબ્બતનો દંભ કદાપી આચરશો નહીં.

ઉપરોકત પ્રસંગ દ્વારા એ વાત પૂરવાર થઈ કે હઝરત 'રઝા'ની શાએરીમાં કયાંય પણ દંભ આચરવામાં આવ્યું નથી, બલ્કે આપે તેટલું જ લખ્યું છે જેટલું આપે અનુભવ્યું છે. આપે દુન્યવી શાએરોની જેમ લાગણીઓની અતિશ્યોકિત કરી જ નથી બલ્કે જે પણ લખ્યું છે, તે નકકર વાસ્તવિકતા સ્વરૂપે જ લખ્યું છે. આપે બારગાહે રિસાલતમાં પોતાની મનની વ્યથા વ્યકત કરવામાં કયારેય પણ જૂઠનો આશરો લીધો નથી બલ્કે પોતાના ઈશ્કના જઝબાને **સિદક-દિલથી** વ્યકત કર્યો છે. આપ કદી પણ ખોટા પ્રવાહમાં તણાયા નથી બલ્કે ઈશ્કે રસૂલના પ્રેમ-સાગરમાં સભાનપણે તરતા હતા. આપની શાએરીમાં કયાંય પણ ખોટી



કલ્પનાઓનો આશરો લેવામાં આવ્યો નથી બલ્કે આપે હંમેશા ખાત્રીપૂર્વકની આશાઓનો જ દામન પકડયો છે. જે કંઈપણ કહયું છે તે ઈશ્કે રસૂલના જઝબામાં શરીઅતની મર્યાદામાં રહીને જ કહયું છે અને જે કહયું છે તે એવું બે-મિષાલ છે કે તેનો જોટો જડે તેમ નથી જેમ કે :

✡ **કરૂં તેરે નામ પે જાં ફિદા, ન બસ એક જાં દો જહાં ફિદા,**
**દો જહાં સે ભી નહીં જી ભરા, કરૂં કયા કરોડો જહાં નહીં.**

✡ **તેરે કદમો મેં જો હૈં, ગૈર કા મુંહ કયા દેખેં,**
**કોન નઝરો મેં ચઢે, દેખ કે તલ્વા તેરા.**

✡ **બદ હૈં તો આપ કે હૈં, ભલ હૈં તો આપ કે,**
**ટૂકડોં સે તો યહાં કે પલે, રૂખ કિધર કરેં.**

✡ **ફૂલ કયા દેખૂં મેરી આંખોં મેં,**
**દસ્તે તયબહ કે ખાર ફિરતે હૈં.**

✡ **જન્નત કો હરમ સમઝા, આતે તો યહાં આયા,**
**અબ તક કે હર એક કા મુંહ, કેહતા હૂં કહાં આયા.**

✡ **ઈસી દર પર તડપતે હૈં, બિલકતે હૈં, મચલતે હૈં,**
**ઉઠા જાતા નહીં કયા ખૂબ અપની ના-તવાની હૈં.**

✡ **વો જો ન થે તો કુછ ન થા, વો જો ન હોં તો કુછ ન હો,**
**જાન હૈં વો જહાન કી, જાન હૈં તો જહાન હૈ.**

✡ **જાનો - દિલ, હોશો - ખિરદ, સબ તો મદીને પહોંચે,**
**તુમ નહીં ચલતે 'રઝા', સારા તો સામાન ગયા.**

✡ **આને દો, યા ડૂબો દો, અબ તો તુમ્હારી જાનિબ,**
**કશ્તી તુમ્હીં પે છોડી, લંગર ઉઠા દિયે હૈં.**

✡ **ખૌફ ન રખ 'રઝા' ઝરા, તૂં તો હૈ અબ્દે મુસ્તફા,**
**તેરે લિયે અમાન હૈ, તેરે લિયે અમાન હૈ.**

આ તો ફકત દ્રષ્ટાંત આપવા માટે અમુક જ શેઅરો દ્રષ્ટાંત રૂપે રજુ કર્યા છે. જો આવા ઈશ્કે-નબીના જઝબાત થી તરબતર શેઅરોનો સાચો લુત્ફ લેવો હોય તો હઝરત 'રઝા'ના નઅતિયા કલામના સંગ્રહ ''**હદાઈકે-બખ્શીશ**''નો આરંભથી અંત સુધી અભ્યાસ કરવો જોઈએં. દરેક શેઅર નહીં બલ્કે દરેક શબ્દ ઈશ્કે-રસૂલની છડી પોકારે છે.

અહીં સુધી તો આપણે હઝરત 'રઝા'ની મઝહબી અને નઅતિયા શાએરી વિષે ચર્ચા કરી રહયા હતા. આ ચર્ચા એટલી વિસ્તૃત છે કે જો તેના દરેક પહેલૂને આવરી લેવામાં આવે તો એક દળદાળ પુસ્તક તૈયાર થઈ જાય. અત્યારે તો ફકત ઉર્દુ-સાહિત્યની દ્રષ્ટિએ હઝરત 'રઝા'ની શાએરી કેટલી બુલંદ છે, તેની ચર્ચા કરવી છે.

આગળ વર્ણન કર્યા મુજબ નઅતિયા-શાએરી અરબી અને ફારસી ભાષા બાદ ઉર્દુ ભાષામાં આવી. શાએરીના ક્ષેત્રે જે શૃંગારો સર્જાણા તેના કારણે ઉર્દુ શાએરીના સૌંદર્યને ચાર ચાંદ લાગી ગયા. ઉર્દુ શાએરીમાં થઈ ગએલા અસંખ્ય શાએરોમાંના અમુક શાએરોના નામ અગાઉ વર્ણવી દીધા છે. તેમાંથી પણ જે ટોચ કક્ષાના શાએરો છે, તેની શાએરીની સામે ફકત સાહિત્યની દ્રષ્ટિએ હઝરત રઝાની શાએરી મુકવામાં આવે તો એવું જણાશે કે, હઝરત રઝાની ઉર્દુ શાએરીના મુકાબલામાં **ગાલિબ, જીગર, ઝૌક, ફાની, દાગ, ફિરાક** જેવા ટોચ કક્ષાના શાએરોની શાએરી **ઉસ્તાદના મુકાબલામાં શાર્ગિદ** જેટલી પણ હૈસિયત નથી ધરાવતી.

ઉર્દુ શાએરીમાં સાહિત્ય અને કલાના ક્ષેત્રે અનેક શાએરોએ ઉતમ રચનાઓ કરી છે પણ તે બધી રચનાઓ હઝરત 'રઝા'ની શાએરી સમક્ષ સૂર્યની સામે દીવડા જેટલી જ હૈસિયત ધરાવે છે. ઉર્દુ શાએરીમાં ગઝલ, નઝમ વિગેરે જેવી વિવિધ રચનાઓમાં જે કાનૂનો છે, તેને બને તેટલા સુઘડ સ્વરૂપે રજૂ કરવાની દરેક શાઈરે યથા-શકિત કોશિષ કરી છે



પણ હઝત રઝાની શાએરીમાં તે કાનૂનોને એટલા દિલ-કશ અંદાઝમાં રજુ કરવામાં આવ્યા છે કે ઉર્દુ સાહિત્ય અને ઉર્દુ શાએરીનું સૌંદર્ય સોળે કળીએ ખિલી ઉઠયું છે.

ઉર્દુ શાએરીમાં **મતલઅ, હુશ્ને મતલઅ, મકતઅ, સન્અતે મમાષિલ, તજનિસે કામિલ, તજનિસે નાકિસ, સન્અતે ઈસ્તેઆરા, તશ્બીહ, તઝાદ, તજાહુલે આરેફાના, લફ્ફો-નશર, તલમિહ, હુસ્ને તઅલીલ, હુસ્ને તલબ, તન્સીક, તબાક, ઈકતેબાસ, મરાઆતુન-નઝીર, તકાબુલ, ખત્તે તોવામ** જેવા વિવિધ કાયદાઓને અનૂસરીને ઉર્દુના શાએરોએ યથાશકિત રચનાઓ કરી છે પણ તે બધી રચનાઓ ફકત પ્રણાલિકા પાલન સુધીની હદે સિમીત છે. આવી રચનાઓ દ્વારા શાએરોએ પોતાનું મહત્વ વધારવાની નિતી અપનાવી હોય તેવું જણાય છે. જયારે **હઝરત રઝા**ની શાએરી દ્વારા વર્ણનીય કાયદાઓ ને એવા ખૂબસૂરત અંદાઝમાં અનૂસરવામાં આવ્યા છે કે તેના દ્વારા ઉર્દુ-શાએરીનું મહત્વ વધી ગયું અને શાએરીની કળા જાણે **હઝરત રઝા** ના દ્વારની દાસી હોય તેવું જણાય છે.

ઉર્દૂ શાએરીમાં ઉપરોકત વર્ણનીય કાયદાઓ **હઝરત 'રઝા'**ની શાએરીમાં એવા દિલ-કશ અંદાઝમાં વણી લેવામાં આવ્યા છે કે ઉર્દુ શાએરીના માંધાતાઓએ પણ **મોઢામાં આંગળા** નાંખી દીધા. ઉર્દુ શાએરી અને ઉર્દુ સાહિત્યની દ્રષ્ટિએ જો **હઝરત રઝા**ની શાએરીની અન્ય શોએરોની શાએરી સાથે સરખામણી કરવામાં આવે, તો એવું લાગશે કે જિગર , ગાલિબ કે ફૈઝ જેવા શાએરો **હઝરત રઝા**ના શિષ્યની પણ હેસિયત નથી રાખતા. જો **હઝરત રઝા**ની શાએરીની સરખામણી અન્ય શાએરોની શાએરી સાથે કરવાના વિષય ઉપર જ જો ચર્ચા કરવામાં આવે તો એક દળદાળ કિતાબ તૈયાર થઈ જાય. જેથી અમુક દ્રષ્ટાંત ઉપર જ સંતુષ્ટ બની આ ચર્ચા વધુ નથી લંબાવતો.

**દ્રષ્ટાંત - ૧ :-**

**◎ 'સન્અતે - તલ્મીહ'** ઉર્દુ શાએરીમાં સન્અતે તલ્મીહ તે કળાને કહે છે કે ભૂતકાળમાં થઈ ગએલા કોઈ પ્રસંગને 'શાઈર' એક જ શેઅરમાં વર્ણન કરી દે. જેમ કે, 'ઈકબાલ' પોતાના શેઅરમાં લખે છે કે :-

**દશ્ત તો દશ્ત, દરિયા ભી ન છોડે હમને,**
**બેહરે ઝુલ્માત મેં દૌડા દિયે ઘોડે હમને**

ઉપરોક્ત શેઅરમાં શાઈરે એક જ શેઅરમાં ઈસ્લામી લશ્કરની બહાદુરી અને જવાંમર્દી અને મુલ્કે શામ અને ઈરાનની ઉપર મેળવેલા વિજયોનું વર્ણન કરી દીધું.

**◎ 'સન્અતે-તઝાદ'** ઉર્દુ શાએરીમાં સન્અતે તઝાદ તે કળાને કહે છે કે શાઈર એક શેઅરમાં વિરોધાભાસી શબ્દોનો ઉપયોગ કરે. દા.ત. જિગર મુરાદાબાદી પોતાના શેઅરમાં તેનો ઉપયોગ કરતાં લખે છે કે :-

**ખુદા વો <u>દર્દે</u> મહોબ્બત હર એક કો બખ્શે,**
**કે જિસ મેં રૂહ કી <u>તસ્કીન</u> ભી પાઈ જાતી હૈ.**

ઉપરોક્ત શેઅરમાં **'દર્દ'** શબ્દનો વિરોધાભાષી શબ્દ **'તસ્કીન'** (સાંત્વન) છે.

**તથા...**

**'શકીલ' બદાયુ** ની પોતાના એક શેઅરમાં લખે છે કે :-

**જહાં ઈશ્ક મેં <u>ડુબ કર</u> રેહ ગએ હૈં,**
**વહીં ફિર <u>ઉભરને</u> કો જી ચાહતા હૈ.**

ઉપરોકત શેઅરમાં 'ડુબના' અને 'ઉભરના' બન્ને વિરોધાભાષી શબ્દો છે.



ટુંક માં 'શાઈર' પોતાના શેઅરમાં વિરોધાભાષી શબ્દોને ઉપયોગ કરી ઉર્દુ શાએરીની કળા **સન્અતે તઝાદ** નો દ્રષ્ટાંત પુરો પાડવાનો પ્રયત્ન કરે છે. ઉર્દુ શાએરીના ઉચ્ચ કોટીના શાએરોના કલામમાં સન્અતે - તઝાદનો ઉપયોગ વિપુલ પ્રમાણમાં કરવામાં આવ્યો છે. પણ તે ઉપયોગ સિમીત સ્વરૂપે જ શાએરો કરી શકયા છે એટલે કે એક શેઅરમાં એક + એક = ૨ (બે) જ વિરોધાભાષી શબ્દો જ આવશે. જેમ કે ઉપર વર્ણન કર્યા મુજબ **જિગર મુરાદાબાદી**ના શેઅરમાં **દર્દ** અને **તસ્કીન** તથા **શકીલ બદાયુની**ના ઉપરોક્ત શેઅરમાં **ડુબના** અને **ઉભરના** એમ બે જ વિરોધાભાષી શબ્દો છે.

હવે આપણે **'હઝરત રઝા'**ની શાએરીને ઉર્દૂ શાએરીની કળાની દ્રષ્ટિએ નિહાળીએ. ઉપરોક્ત વર્ણન ત્રણેય શેઅરોમાંથી **અલ્લામાં ઈકબાલ**નો પ્રથમ શેઅર **સન્અતે તલમીહ**ના દ્રષ્ટાંતરૂપે છે કે જેમાં ભૂતકાળમાં થઈ ગએલા પ્રસંગનું વર્ણન છે. જ્યારે બીજો અને ત્રીજો શેઅર **સન્અતે તઝાદ**ના દ્રષ્ટાંતરૂપે છે કે જેમાં બે વિરોધાભાષી શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ટુંકમાં તલમીહ અને તઝાદના દ્રષ્ટાંત પુરા પાડતા શેઅરો અલગ અલગ છે પણ **હઝરતે 'રઝા'**ના કલામમાં એવી ખુબી છે કે એક જ શેઅરમાં **સન્અતે તલમીહ** અને **સન્અતે તઝાદ** બન્ને એકી સાથે વર્ણન કરવામાં આવેલ છે જેમ કે :

**હુસ્ને યુસુફ પે કટીં, મિસ્ર મેં અંગુશ્તે ઝિનાં,**
**સર કટાતે હૈં, તેરે નામ પે મર્દાને અરબ.**

ઉપરોક્ત શેઅરમાં એકી સાથે બે **'તલમીહ'**ના દ્રષ્ટાંત આપે આપ્યા છે. પ્રથમ દ્રષ્ટાંત આપે તે પ્રસંગનું વર્ણન કર્યુ છે કે **હઝરતે યુસુફ** અલૈહિસ્સલાતો - વસ્સલામના અજોડ હુશ્નની ચર્ચા ચોમેર ફેલાણી અને **હઝરત ઝુલેખા** રદીઅલ્લાહો અન્હાની સહેલીઓએ હઝરતે યૂસુફ

અલૈહિસ્સલામના હુશ્નના જલ્વાની એક ઝલક જોવાની તમન્ના કરી તો હઝરતે ઝુલેખા રદીઅલ્લાહો અન્હાએ પોતાની સહેલીઓને લીંબુ અને ચાકુ આપ્યા, આપની સહેલીઓએ જયારે હઝરત યૂસુફ અલૈહિસ્સલામના હુસ્નનો જલ્વો જોયો તો મુગ્ધાવસ્થામાં લીંબુના બદલે પોતાની આંગળીઓ કાપી નાખી. બીજું દ્રષ્ટાંત **સન્અતે તલમીહ**નું એ છે કે **મુસ્તફા જાને રહેમત** સલ્લલ્લાહો અલયહે વસલ્લમ ના ઈશ્કના જઝબામાં સહાબાએ કિરામ રિદવાનુલ્લાહે તઆલા અલૈહિમ અજમઈને **જંગે બદર, જંગે ઓહદ, જંગે હૂનૈન, જંગે ખેબર** વિગેરે અનેક પ્રસંગોએ પોતાના માથા કપાવી શહીદ થઈ ગયા. ઉપરોક્ત શેઅરના બે મિસરા (પંક્તિ)માં આપે બે અલગ-અલગ **સન્અતે તલમીહ**ના દ્રષ્ટાંત આપવાની સાથે સાથે **સન્અતે તઝાદ**ના દ્રષ્ટાંતમાં તો હદ કરી નાખી છે જેમ કે **હુસ્ન**ના મુકાબલામાં **નામ, મિસ્ર**ના મુકાબલામાં **અરબ, સર**ના મુકાબલામાં **અંગુશ્ત, ઝિના** ના મુકાબલામાં **મર્દ, કટીં**ના મુકાબલામાં **કટાના** એમ કુલ પાંચ + પાંચ = ૧૦ (દસ) વિરોધાભાષી શબ્દોનો ઉપયોગ કર્યો અને તેનો ઉપયોગ શેઅરના અર્થને વધુ ભાવુક અને અર્થસભર બનાવવામાં માટે કર્યો. આ શેઅર નો અર્થ એ થાય છે કેઃ

**''હઝરત યુસુફ અલૈહિસ્સલામના સૌંદર્યને જોઈ મિસ્રની સ્ત્રીઓની આંગળીઓ અજાણતામાં કપાઈ ગઈ પણ આપના નામ ઉપર અરબના પુરૂષો સ્વેચ્છાએ પોતાના માથા કપાવે છે.''**

ઉપરોક્ત અર્થ સમજી લીધા બાદ હઝરત રઝાના વર્ણનીય શેઅરને ફરી વખત મમળાવશું તો તેની મહાનતાનો આછો અંદાઝો આવશે.

**<u>દ્રષ્ટાંત - ૨ :-</u>**

⦿ **સન્અતે તજનીસ** : ઉર્દુ શાએરીમાં આ કઠીન કળા તરીકે ગણવામાં આવે છે. આ કળાના બે પ્રકાર છે.

**(૧) તજસીને કામિલ અને (૨) તજનીસે નાકિસ**



**⦿ તજનીસે કામિલ** એટલે શાઈરે પોતાના શેઅરમાં એવા બે સમાન શબ્દોનો ઉપયોગ કરે કે તેના હુરૂફ (અક્ષરો) પણ સમાન હોય અને તેના એઅરાબ (ઝેર, ઝબર, પૈશ એટલે કે અનુસ્વાર) પણ સમાન હોવાના કારણે તેના ઉચ્ચાર પણ સમાન્તર હોય, પણ તે બન્ને સમાન શબ્દો અલગ અલગ અર્થ ધરાવતા હોય, જેમ કે **મિર્ઝા ગાલિબ** નો એક શેઅર છે કે :-

**જાન દી, દી હૂઈ ઉસી કી થી,**
**<u>હક</u> તો યે હૈ કે <u>હક</u> અદા ન હુવા.**

**:: અર્થાત ::**

પ્રાણ આપી દીધા, કેમ કે પ્રાણ પણ ખુદા દ્વારા જ અર્પણ થએલા, સત્ય તો એ છે કે આપણા થી ખુદાનો હક અદા ન થયો.

ઉપર શેઅરના બીજા મિસ્રા (પંક્તિ)માં બે વખત **'હક'** શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. બન્ને વખત 'હક' શબ્દ લેખન અને ઉચ્ચારમાં સમાન છે પણ અર્થમાં તફાવત છે. પ્રથમ વખત 'હક' શબ્દ 'સત્ય'નાઅર્થમાં છે અને બીજી વખત 'હક' એટલે 'હક' અર્થાત બદલો એવા અર્થમાં છે.

**મોમીન ખાં 'મોમીન'** નો એક શેઅર છે કે : -

**સાહબ ને ઈસ ગુલામ કો આઝાદ કર દિયા,**
**લો <u>'બંદગી'</u> કે છુટ ગએ <u>'બંદગી'</u> સે હમ.**

**:: અર્થાત ::**

સાહેબે મુઝ ગુલામને છૂટો કરી દીધો માટે મારો સલામ લો, કેમ કે હું નોકરીમાંથી મુકત થઈ ગયો.

ઉપરોક્ત શેઅરમાં બંદગી શબ્દનો ઉપયોગ બે વખત કરવામાં આવ્યો છે. પણ બન્ને વખતના અર્થમાં તફાવત છે. પ્રથમ વખત સલામના અર્થમાં છે અને બીજી વખત નોકરી અથવા ગુલામીના અર્થમાં છે.

**◎ તજનિસે નાકિસ :** એટલે કે શાઈર પોતાના શેઅરમાં એવા બે શબ્દોનો ઉપયોગ કરે છે, જે લખવામાં આવે તો સમાન હોય પણ તેના એઅરાબ અલગ અલગ હોવાના કારણે ઉચ્ચાર સમાન ન હોય અને અર્થ પણ અલગ અલગ હોય જેમ કે :-

**શેર વો હે, જો આદમી કો ખાએ**

**શીર વો હે, જિસ કો આદમી ખાએ**

ઉપરોક્ત શેઅરમાં શેર અને શીર ઉર્દુ લીપી મુજબ અક્ષરની દ્રષ્ટિએ સમાન છે કેમ કે બન્ને શબ્દોમાં **શીન, યે** અને **રે** ત્રણેય સમાન અક્ષરો આવે છે પણ તેના એઅરાબ એટલે કે અનુસ્વાર અલગ અલગ છે. **શેર** શબ્દમાં **શીન** ઉપર **ઝબર** છે જયારે **શીર** શબ્દમાં **શીન** નીચે **ઝેર** છે.

જેના કારણે બન્ને શબ્દોના ઉચ્ચારમાં તફાવત પડી ગયો છે. ઉપરોક્ત શેઅરનો અર્થ એ છે કે **શેર** (સિંહ) તે છે કે જે માણસને ખાય જાય છે. **શીર** (દુધપાક) તે છે કે જેને માણસ ખાય જાય છે. ટુંકમાં અલગ અલગ અર્થ ધરાવતા અને ઉર્દુ લીપી પ્રમાણે લખવામાં સમાન પણ ઉચ્ચારમાં અલગ અલગ એવા બે શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેવા શેઅરને **તજનિસે નાકિસ** હેઠળ આવરી લેવામાં આવશે.

હવે **હઝરત રઝા** નો એક શેઅર જોઈએ કે જેમાં એકી સાથે **તજનીસે કામિલ** અને **તજનીસે નાકિસ** નો સંગમ છે.

**સોના પાસ હે, સૂના બન હે, સોના ઝહર હે ઉઠ પ્યારે,**

**તૂં કેહતા હે, મીઠી નીંદ હે, તેરી મત હી નિરાલી હે.**

ઉપરોક્ત શેઅરમાં હઝરત રઝા ભોળા સુન્ની મુસલમાનને નિંદ્રામાંથી ઝંઝોળીને ઉપદેશ આપી રહયા છે કે પ્રિય બંધુ ! તારી પાસે સોનું (ઈમાન) છે, સુનું (વૈરાન) જંગલ છે, એવા સમયે સોના (ઉંઘવું) વિષમય છે, માટે જાગૃત થાં તૂં કહે છે કે મીઠી ઊંઘ છે, તારી બુદ્ધિ વિચિત્ર છે.



ઉપરોક્ત શેઅરમાં **હઝરત રઝાએ સોના, સૂના** અને **સોના** એમ ત્રણ શબ્દોનો ઉપયોગ કર્યો છે. જેમાંથી **સોના** (સોનું) અને **સોના** (ઉંઘવું) એ બન્ને શબ્દો લખાણ, એઅરાબ (અનુસ્વર) અને ઉચ્ચારની દ્રષ્ટિએ સમાન છે. પણ અર્થ અલગ અલગ હોવાના કારણે **તજનિસે કામિલ**ના કાયદા હેઠળ આવરી લેવામાં આવશે. **સોના** (સુવું અથવા ઊંઘવું) અને **સૂના** નિર્જન એ બન્ને શબ્દો લખાણમાં સમાન પણ ઉચ્ચાર અને અર્થમાં અલગ અલગ હોવાના કારણે **તજનિસે નાકિસ** ના કાયદા હેઠળ આવરી લેવામાં આવશે. ટૂંકમાં આપે એક જ શેઅરમાં **તજનીસે કામિલ** અને **નાકિસ** બન્નેને આવરી લઈને એક અનેરૂ દ્રષ્ટાંત પુરૂં પાડયું છે.

જો કે ફકત **તજનિસે કામિલ** ઉપર આધારિત આપના અનેક શેઅરો છે. જેમાંથી અમુક પુરાવારૂપે રજુ કરૂં છું.

▣ **જો ગદા દેખો લિયે જાતા હે તોડા નૂર કા,**
**નુર કી સરકાર હે, કયા ઈસ મેં તોડા નૂર કા.**

પ્રથમ શબ્દ **તોડા** નો અર્થ **ભિક્ષાપાત્ર** કે જેમાં ભીખ માંગવામાં આવે છે, તે થાય છે. જયારે બીજા શબ્દ **તોડા** નો અર્થ ''ઘટાડો'' કે ઓછું હોવું એવું થાય છે.

▣ **કર્નો બદલી રસૂલો કી હોતી રહી,**
**ચાંદ બદલી કા નિકલા હમારા નબી.**

પ્રથમ શબ્દ **બદલી**નો અર્થ ''ફેરફાર'' થાય છે, જયારે બીજા શબ્દ **બદલી** નો અર્થ ''આકાશ'' થાય છે.

▣ **ઈક તેરે રૂખ કી રોશની ચૈન હે, દો જહાંન કી,**
**ઈન્સ કા ઉન્સ ઉસી સે હે, જાન કી વહી જાન હૈં.**

પ્રથમ શબ્દ **જાન** નો અર્થ ''જીવંત પ્રાણી'' એટલે મનુષ્ય, જીન, ફરિશ્તા, જાનવર વિ. થશે. જયારે બીજા શબ્દ **જાન** નો અર્થ ''પ્રાણ'' થાય છે.

ઉપરાંત **ઈન્સ.** અને **ઉન્સ** ઉર્દૂ લીપી મુજબ લખવામાં સમાન છે પણ ઉચ્ચાર અને અર્થમાં તફાવત હોવાના કારણે તજનિસે નાકિસ છે. ટુંકમાં આ શેઅરમાં પણ તજનીસે કામિલ અને તજનીસે નાકિસ બન્નેનું સંગમ છે. ઈન્સનો અર્થ ''મનુષ્ય જાતિ'' થાય છે. ઉન્સનો અર્થ ''શાંતિ'' અથવા ''સાંત્વન'' થાય છે.

▣ **રૂસૂલો મલક પે દરૂદ હો, કોઈ જાને ઉન કે શુમાર કો,**

**મગર એક ઐસા દિખા તો દો, જો સફીએ રોઝે શુમાર હૈ.**

પ્રથમ શબ્દ **શુમાર** નો અર્થ ''ગણત્રી'' અને બીજા શબ્દ **શુમાર** નો અર્થ ''કયામત'' થાય છે.

▣ **આઈ બિદઅત છાઈ ઝુલ્મત, રંગ બદલા નૂર કા.**

**મેહરે સૂન્નત, માહે તલ્અત, લે લે બદલા નૂર કા.**

પ્રથમ શબ્દ **બદલા** નો અર્થ ''પરિવર્તન '' અને બીજા શબ્દ **બદલા** નો અર્થ ''બદલો'' (વેર લેવું) થાય છે.

▣ **સદકે મેં તેરે બાગ તો કયા, લાએ હૈં બન ફૂલ,**

**ઈસ ગુન્ચ એ દિલ કો ભી, તો ઈમા હો કે બન ફૂલ.**

પ્રથમ શબ્દ **બન** નો અર્થ ''જંગલ'' અને બીજા શબ્દ **બન** નો અર્થ ''થઈ જા'' થાય છે.

ટુંકમાં ઉર્દૂ શાએરી અને અદબના ક્ષેત્રે **ઈમામ એહમદ રઝા** ફાઝિલે બરેલ્વીએ જે દ્રષ્ટાંતો આપયા છે તે સુંદર, દિલકશ, હસીન, સુશોભીત, સૂઘડ,આકર્ષક, મનમોહક, રીધમ સભર, સરળ, મધૂર, કર્ણપ્રિય, ભવ્ય, ભાવૂક અને પ્રેમથી તરબતર હોવાની સાથે સાથે ઈશ્કે નબીનો પડઘો પાડનારા છે. આપની શાએરીએ ખરા અર્થમાં ઉર્દૂ સાહિત્ય અને શાએરીની આન-બાન-શાન વધારી છે. ઉર્દુ શાએરીના ક્ષિતિજમાં આપ ચમકતા સિતારા નહીં બલ્કે પૂર્ણ પ્રકાશિત સૂર્યની હેસિયત રાખે છે.



ઉર્દુ શાએરીમાં કાઠું કાઢનારા પોતાના સમયના બહુ જ પંકાએલા અનેક નામાંકીત શાએરો જે કઠીન કળાને સ્પર્શ કરતા પણ અચકાયા છે, તેને હઝરત રઝાએ સ્હેજભાવથી વશ કરેલી. જેના દ્રષટાંત રૂપે :-

◉ **સન્અતે વાસેઉસ-શફતૈન :** એટલે કે, શાએરીમાં એવા શબ્દોની જોડણી કરવી જોઈએ કે જેના ઉચ્ચાર કરવાથી ઉચ્ચારકના બન્ને હોઠ એક બીજાને સ્પર્શ કરે નહીં. આ સન્અત હેઠળ અમુક શાએરોએ હાથ અજમાવવાની કોશિષ કરી છે પણ એકાદ શેઅરથી વિશેષ લખી શકયા નથી અને તે પણ અપ્રાપ્ય સાહિત્યની જેમ અજ્ઞાતવાસના પડદા પાછળ અલોપ જેવી સ્થિતિમાં છે. પણ **હઝરત રઝા** ના નઅતીયા કલામમાં **સન્અતે વાસેઉસ સફતૈન** ના અજોડ દ્રસ્ટાંત એક પૂરી નઅત છે. જે આ કિતાબના પેઈજ નં. **(૧૭૨)** ઉપર છે.

આ નઅત માં કલામ અને ઈશ્કે નબીની ખૂબીની સાથે સાથે એક ખુબી એ પણ છે કે આરંભથી અંત સુધી પૂરી નઅતના શબ્દો ઉચ્ચારવામાં કયાંય પણ બન્ને હોઠ ''ટચ'' નહીં થાય. સદરહુ નઅતના કુલ બાર (૧૨) અશઆર છે અને બધા અશઆરના ઉચ્ચાર વખતે કોઈ પણ સ્થળે બન્ને હોઠ સદંતર અલગ અને અળગા જ રહેશે.

આ નઅતનો પ્રથમ શેઅર કે જેને ઉર્દુ સાહિત્યના કાનુ મુજબ **''મતલઅ''** કહેવામાં આવે છે તે અત્રે રજૂ છે :-

▣ **સચ્યદે કૌનૈન સુલ્તાને જહાં,**

**ઝિલ્લે યઝદાં શાહે દીં, અર્શે આસ્તાં.**

ઉપરોકત શેઅર ઉચ્ચારતી વખતે ખૂદ વાંચકો અનુભવી લેશે કે બન્ને હોઠ સ્પર્શ નથી થતાં. આ નઅતની એક ખૂબી એ પણ છે કે બન્ને હોઠ એક બીજાને સ્પર્શે નહીં તેવા શબ્દોની જોડણી કરવાની સાથે સાથે **પ્યારા આકા વ મૌલા શહેનશાહે કૌનેન** સલ્લલ્લાહો અલયહે વસલ્લમની અઝમત ના શબ્દો આણવા અને તેની અંદર વિશેષ ખૂબી રૂપે

**ફસાહત** અને **બલાગત** ના સૌંદર્યના ગુણનો ઉમેરો કરવો **રદીફ** અને **કાફિયા** ની સુઘડ જોડણી કરવી, તે સોનામાં સુગંધ ભળવા સમાન છે.

આ નઅતિયા ગઝલનો અંતિમ શેઅર કે જેને ઉર્દુ શાએરીના કાનૂન મુજબ **''મકતઅ''** કહેવામાં આવે છે, તે શેઅરમાં **હઝરત રઝા** આ નઅતની મુખ્ય ખૂબી એટલે કે બન્ને હોઠ એક બીજાથી દૂર રહે છે તેને દ્રષ્ટિ સમક્ષ રાખીને, તેનો ભાવાર્થ એક દુઆ સ્વરૂપે વ્યકત કરતા ફરમાવે છે કે :-

▣ **''જિસ તરફ હોંઠ ઈસ ગઝલ સે દૂર હૈં,**

**દિલ સે યૂં હી દૂર હો હર ઝન્નો ઝાં.''**

**:: અર્થાત ::**

''જેવી રીતે આ ગઝલમાં બન્ને હોઠ એક બીજાથી દૂર રહે છે તેવી રીતથે આપણા દિલથી કુ:શંકા અને પૂર્વગ્રહ પણ દૂર રહે.''

ટૂંકમાં **હઝરત રઝા** ના નઅતિયા કલામની ખૂબીઓ ફકત ઉર્દુ સાહિત્ય અને ઉર્દુ શાએરીના ત્રાજવે અન્ય શાએરોની સરખામણીમાં જોખવામાં આવશે તો પરિણામ એ આવશે કે ત્રાજવા ના એક છાબડામાં ઉર્દુ શાએરીના ક્ષેત્રે થઈ ગએલા તમામ શાએરોના કલામને ઐકી સાથે રાખવામાં આવે અને બીજા છાબડામાં **હઝરત રઝા** ના કલામને રાખવામાં આવે, તો નિઃશંક હઝરત રઝાના કલામનું પલ્લું જ ભારી રહેશે.

આશ્ચર્ય તો એ વાતનું છે કે, ઉર્દુ શાએરીના ક્ષિજિના કહેવાતા પ્રકાશિત તારલાઓ જેમ કે **ગાલિબ, જિગર, ફિરાક, હફીઝ, ફાની** વગેરે ના જીવન વૃતાંતનો અભ્યાસ કરશું, તો એ વાત સ્પષટ સ્વરૂપે સામે આવશે કે વર્ણનીય શાએરોને શાએરી કરવા સિવાય અન્ય કોઈ કામ જ નહોતું. શાએરી જ તેઓનું જીવન, તેઓની ધડકન, તેઓની સમગ્ર પ્રવૃતિ, તેઓની આજીવીકાનું સાધન, તેઓનું મનોરંજન, તેઓનું સર્વત્ર હતું. શાએરી સિવાયના અન્ય કોઈ વિષયમાં તેઓને રૂચી, રસ, લગન, આત્મીયતા,આકર્ષણ કે આવશ્યકતા નહોતી. રાત દિવસ ફકત શાએરી



અને શાએરોના મંડળમાં જ રચ્યા-પચ્યા રહેતા હતાં, તેમ છતાં પણ તેઓ બધા સામુહિક રીતે પણ **હઝરત રઝા** ની શાએરીના સદગુણો અને ખુબીઓની બરોબરી નથી કરી શકતા.

જયારે **હઝરત રઝા** માટે શાએરી કોઈ મહત્વનો વિષય નહોતો. આપનો મુખ્ય વિષય તો **શરીઅતના એહકામ** ઉપર આધારિત હતો. આપે નઅતો લખવાની કોશીશ નથી કરી, ઉર્દુ શાએરીમાં સૌંદર્ય ઉમેરવા પ્રત્યે લક્ષ પણ નથી આપ્યું, બલ્કે જયારે આપના દિલમાં રહેલો **ઈશ્કે મુસ્તફાનો દરિયો** ઉછાળા મારતો અને ઈશકના જઝબામાં આપ બેતાબ બની જતા ત્યારે આપોઆપ આપના મુખેથી **ઈશ્કે મુસ્તફા** ના મીઠા મધમાં ઝંબોરાએલા અનમોલ મોતી સ્વરૂપે મહાન શેઅરો નિકળતા અને જે ધીરે ધીરે એક દીવાન (નઅત સંગ્રહ) સ્વરૂપે જમા થઈ ગયા.

આપના નઅતિયા કલામ ઉપર વિસ્તૃત ચર્ચા કરવી અહીં શકય નથી. વાંચકો થી નમ્ર ગુઝારીશ છે કે આપ સૌ ખરા અંતઃકરણથી દુઆ કરશો કે આપના કલામ ઉપર વિસ્તારપૂર્વક કલમ ચલાવવાની અલ્લાહ તઆલા મને શકિત, તૌફીક, સમય અને ઈલ્મ અતા ફરમાવે....આમીન

અંતમાં **હઝરત રઝા** ના કલામની મુખ્ય ખૂબી ઈશ્કે રસૂલનો અંદાઝો નીચેના શેઅરથી જ આવી જશેકે :

▣ **લબ પે આ જાતા હૈ જબ નામે જનાબ,**

**મુંહ મેં ધૂલ જાતા હૈ શહદે ના-યાબ,**

**વજદ મેં હો કે હમ એ જાં બેતાબ,**

**અપને લબ ચૂમ લિયા કરતે હૈં.**

**:: અર્થાત ::**

''**પ્યારા આકા વ મૌલા** સલ્લલ્લાહો અલયહે વસલ્લમનું મુબારક નામ જયારે હોઠે આવે છે, ત્યારે મોઢામાં અપ્રાપ્ય મધ

આપોઆપ ફેલાઈ જાય છે. જેની મીઠાસની મસ્તીમાં અમો બેચૈન દિલ, પોતાના જ હોઠોને ચુમી લઈએ છીએ.''

**અલહમ્દોલિલ્લાહ !** વાંચકોની સેવામાં **હઝરત રઝા** ના નઅતિયા કલામના સંગ્રહ ''**હદાઈકે બખ્શીશ**''ના ત્રણેય ભાગોમાંથી અમુક મશહુર નઅતો ગુજરાતી ભાષામાં લિપિયાંતર સ્વરૂપે રજુ કરવાનો આનંદ અનુભવી રહયા છીએં. આશા છે કે વાંચકો લાભ લઈ, ઈશ્કે-મુસ્તફાની ચાસણી અનુભવશે અને પોતાના ઈમાનને તાઝો કરશે.

ખુદાવંદે તઆલા દરેક સુન્ની મુસલમાનને ઈશ્કે રસૂલનો સાચો જઝબો અતા ફરમાવી, તે જઝબાની સાથે જ ઈમાન ઉપર મૌત અતા ફરમાવે... **આમીન.**

પોરબંદર

તા. : ૫-૫-૧૯૯૩

બારગાહે ''રઝા''નો અદના સવાલી
**હાજી અ.સત્તાર હામદાણી**
(બરકાતી-રઝવી-નૂરી)



★ ૭૮૬/૯૨ ★

# બીજી આવૃતિની પ્રસ્તાવના



પ્યાર, મહોબ્બત, ચાહ, ઉલ્ફત, લાગણી, હુબ, વિલા, વારફતગી, નિસાર, રગબત, પ્રેમ, ઉન્સ, પ્રિત, નેગ, સ્નેહ વગેરે ''ઈશ્ક''ના અલગ અલગ નામો છે. આ **''ઈશ્ક''**ના પરિણામ સ્વરૂપે વિરહ, હિજ્ર, જુદાઈ, વિયોગ, વ્યથા, ખિન્નતા, નિરાશા, ઉદાસીનતા, દર્દ, દુઃખ, રંજ, ગમ, આહ, વ્યાકુળતા, બૈચેની, બૈકરારી, રાહત, અસંતોષ, આનંદ, સુખ, મિલન, પ્રાપ્તિ, વલવલ, વિલાપ, અજંપો, વલોપાત, ખેદ, વસવસો, શાંતિ, ખૂશી, સંતૃષ્ટતા, વિષાદ, વિહવળતા, નિશ્વાસ, પ્રસન્નતા, હર્ષ, ઉલ્લાસ, મોજ-મસ્તી, પ્રફુલ્લતા, હર્ષાવેશ, રૂદન, હાસ્ય, વફા, જફા અને તેના જેવી અનેક લાગણીઓ અસ્તિત્વમાં આવે છે. આ બધી લાગણીઓનો સીધો પ્રભાવ દિલ ઉપર પડે છે. આ પરિસ્થિતિનો તે વ્યક્તિને જ અનુભવ થાય છે, જે ''ઈશ્ક''ના ઉછાળા મારતા સમુદ્રમાં ડુબકીઓ મારીને તરે છે.

એક આશિકના દિલમાં જઝબાતે ઈશ્ક એટલે કે પ્રેમની લાગણીનો ઉભરો જયારે વિપુલ પ્રમાણમાં આવે છે, ત્યારે પ્રેમની લાગણી ઉછળી ઉછળીને દિલની દીવાર ઓળંગીને સભ્યતાપૂર્વક બહાર આવવા મથે છે. દિલના જઝબાતની વ્યાકુળતા અને વિવહળતાને અંકુશિત બનાવી, તેને શબ્દો નો શિષ્ટ પોશાક પહેરાવી સંસ્કાર અને સભ્યતાના શૃંગારથી સૌંદર્યવાન બનાવીને બહાર કાઢવામાં આવતી આવી લાગણીને **''શાએરી''**નું રૂડું, રૂપાળું અને સોહામણું નામ આપવામાં આવે છે.

અક્ષરો એકબીજાથી ગુંથાઈને શબ્દરૂપી મોતી બને છે અને શબ્દોના તે મોતી માળા સ્વરૂપે બનેલા વાકયના અંતે તાલબધ્ધતા રૂપે ફુલનો ગુલદસ્તો બનીને કાવ્ય કે ગઝલ તરીકે કાગળ ઉપર એવા નિરાલા અંદાઝમાં દ્રષ્ટિગોચર થાય છે કે જાણે તે ભાષાના શબ્દો નહીં બલ્કે વાસ્તવમાં મહેકતા અને સોહામણા ફૂલ હોય. જેથી જ દરેક શાઈરની શાએરી તેના હૃદયની ભાવનાઓના જોશનું પ્રતિબિંબ હોય છે.

ઉર્દુ શાએરીના ઈતિહાસ અંગે **''કલામે-રઝા''**ની પહેલી આવૃતિમાં સંક્ષિપ્તમાં અને વિસ્તૃત જાણકારી પ્રદાન કરતી છણાવટ કરી દેવામાં આવી છે. જેથી અહીં ફકત આલા હઝરત, ઈમામે ઈશ્કો-મહોબ્બત, **ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હો કે જેઓને હવે ફકત **''હઝરત રઝા બરેલ્વી''** તરીકે સંબોધન કરશું, તેઓની શાએરી ના અનુસંધાને છણાવટ કરશું. જેથી વાંચક મિત્રોને હઝરત રઝાના કલામના સંગ્રહ **''હદાઈકે બખ્શિશ''** માં વહેતા ઈશ્કે રસૂલના મહાસમુદ્રની



ઉચ્ચતા, ભવ્યતા, અદભુતતા, દિવ્યતા, અલૌકિકતા, વિસ્મયતા, અજોડતા, અદ્વિતિયતા, અનુપમતા, શ્રેષ્ઠતા, અનુરૂપતા, આકર્ષકતા, મોહકતા, સુંદરતા, ચમત્કારિકતા, પ્રભાવિતતા, પ્રમાણતા, પ્રવર્તકતા, તાલબધ્ધતા, પ્રાબલ્યતા, કૌશલ્યતા, સુગમ્યતા, સુઘડતા, સુગ્રાહયતા, નિષ્ણાંતતા, ગહનતા, એક તાલતા, ચિંતવનતા તથા અનેક આવા ઉચ્ચસ્તરના જ્ઞાન-મોતીની વિપુલતાનો ખ્યાલ આવે.

ઉર્દુ ભાષા હોય અથવા અન્ય કોઈ ભાષા હોય, શાએરીના વિવિધ પ્રકારોમાં **''હમ્દ''** અને **''નાઅત''**ની ઘણી જ અગત્યતા અને મહત્વતા છે. હમ્દ અને નઅત એ બન્ને પ્રકારોમાંથી ''હમ્દ'' લખવી ઘણી જ સરળ અને સહેલી છે, જયારે નઅત લખવી ઘણી જ કઠીન અને લોઢાના ચણા ચાવવા સમાન છે.

હમ્દમાં ખુદાએ તઆલાની અઝમત, બુર્ઝુગી, મહાનતાના વર્ણન ઉપર આધારિત તા'રીફ, વખાણ અને પ્રશંસા જ લખવાની હોય છે. તેમાં જેટલી વધુ પ્રશંસા કરવામાં આવે તે યોગ્ય અને યથાર્થ છે. કેમ કે અલ્લાહ તઆલાની પ્રશંસામાં જેટલું પણ વધુ કહેવામાં આવે તે અત્યુત્તમ અને પ્રશંસનીય છે. હમ્દમાં અલ્લાહ તઆલાની તા'રીફની કોઈ હદ કે સીમા નથી કે આ હદ સુધી જ અલ્લાહની તા'રીફ કરવી, તેનાથી આગળ વધવું નહીં, બલ્કે હમ્દ દ્વારા ખુદાની તા'રીફ કરનાર માટે સીમા મર્યાદાનું કોઈ બંધન જ નથી, જેટલી વધુમાં વધુ તા'રીફ કરે તે ઘટિત અને વાજબી છે.

અલબત !....

હમ્દમાં એક બાબતનું ખાસ ધ્યાન રાખવું પડે છે કે અલ્લાહ તબારક વ તઆલાની શાનમાં કોઈ વાત, વાકય કે શબ્દ એવો ન કહેવામાં આવે કે જે અલ્લાહ તઆલાની શાનને લાયક ન હોય અને તેનાથી અલ્લાહ તઆલાની શાનમાં તૌહીન કે અવગણના થતી હોય, તો તેવા વાકય કે શબ્દો લખનાર કે કહેનાર પુરસ્કારના બદલે શિક્ષાને પાત્ર ઠરે છે. ટૂંકમાં હમ્દમાં એક જ હદ છે. એટલે કે એ બાબત પ્રત્યે જ લક્ષ આપવાનું હોય છે કે અલ્લાહ તબારક વ તઆલાની શાનમાં ઘટાડો ન થાય. જયારે નઅતમાં બે (૨) હદો હોય છે. પહેલી એ કે હુઝુરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસ્લ્લમની તા'રીફ અને પ્રસંશામાં એટલો બધો અતિરેક ન થઈ જાય કે આપનો મરતબો એટલો બધો વધારી દેવામાં આવે કે આપને બંદાની કક્ષાથી ખુદા અને મઅબૂદ (પૂજનીય) ની કક્ષા સુધી પહોંચાડી દેવામાં આવે અને બીજી હદ એ કે આપની શાનમાં એવા વાકયો અને શબ્દો પણ ન લખવા કે ઉચ્ચારવા જોઈએ કે આપની શાનમાં તૌહીન એટલે કે અપમાન અને તન્કીસ એટલે કે અવગણના રૂપ હોય. બન્ને હદો અનિવાર્ય છે. એટલું વધારવું ન જોઈએ કે **''શિર્ક''** થઈ જાય અને શાનને લાયક ન હોય, તેટલું ઘટાડવું પણ ન જોઈએ કે તૌહીન અને ગુસ્તાખી ના કારણે ''કુફ્ર''નો અપરાધ લાગુ પડે. ટૂંકમાં આ બન્ને હદોની વચ્ચે રહી ને ''શાઈર'' નઅત કહે છે અને આ એક કઠીન, અઘરૂં, કપરૂં અને સખ્ત કામ છે.

નઅત લખવા માટેની પહેલી અને અનિવર્યા શર્ત એ છે કે શાઈરનું હૃદય ઈશ્કે રસૂલના અમુલ્ય મોતીઓના ખજાનાથી



છલોછલ હોય બલ્કે તેના હૃદયમાં ઈશ્કે રસૂલનો સમુદ્ર હિલોળા લેતો હોય અને ઉછાળા મારતો હોય, સાથે સાથે તેમાં એ આવડત પણ હોવી જોઈએ કે નિખાલસ ઈશ્કના સાચા જઝબાની સચોટ લાગણી અને અકીદતને સમતુલન, વ્યવસ્થિત ભાવાર્થ અને બન્ને સીમાઓ વચ્ચે મર્યાદિત અને અંકુશિત રહીને વ્યકત કરે. નઅત - ગો શાઈરનું દિલ ઈશ્કની સચોટ લાગણીઓથી એટલી હદે છલોછલ હોવું જોઈએં કે તેના દિલની પ્રત્યેક ધડકનથી **''યા હબીબી–યા રસૂલલ્લાહ''**ની ધ્વનિનો રણકાર અને પડઘો પડતો હોય અને પ્યારા આકા વ મૌલાની શરીઅતનું ચુસ્તપણે પાલન કરીને સુન્નતની પાબંદી સાથે જીવન પસાર કરતો હોય. શરીઅતની પાબંદી જ તેની જીવન શૈલી બની જાય. જયારે આ જઝબો જલદ, પ્રચંડ, ઉગ્ર અને આવેશયુકતની સ્થિતિ ધારણ કરે છે, ત્યારે શાઈરના મુખ અને કલમથી પ્યારા મહેબૂબ આકાની યાદ અને નઅત સિવાય કશું જ નથી નિકળતું. તેના મુખ અને કલમથી પ્રત્યેક ક્ષણ ઈશ્કે રસૂલના અમૂલ્ય હીરાઓની ઝડીઓ વરસે છે અને નઅતનું સ્વરૂપ ધારણ કરે છે.

**હઝરત ''રઝા'' બરેલ્વી** એ પોતાની સાહિત્ય થી સભર છટાદાર, અલંકારિક, વાકચાતુરી અને ઉત્સાહી વર્ણન શૈલી અને ઈશ્કે રસૂલના ઉંડા સમુદ્રમાં ગરકાવ શાએરી દ્વારા ''ઉર્દુ શાએરી''ને શૃંગારના આભુષણો દ્વારા સૌંદર્ય અપર્ણ કરવાની સાથે સાથે એક સાચા આશિકના દિલના સાચા જઝબાની લાગણીઓ અને શરીઅતના વર્તુળની અંદર મર્યાદિત રહીને વર્ણન કરવાનું માર્ગદર્શન બલ્કે સચોટ શિક્ષણ આપ્યું છે. આપની શાએરી

વાસ્તવિકતા, સત્યતા અને સચોટતાની હકીકતના મઝબૂત, અડીખમ અને દ્રઢ પાયાઓ ઉપર જ આધારિત છે. આપની શાએરીમાં બનાવટ, દંભ, ખોટી લાગણીનો ઉભરો, ઈશ્કનો રંજ, વિરહ અને ગમનો ખોટો દેખાડો, વર્ણનમાં અતિરેકતા, અસત્ય વર્ણન, જૂઠ, બનાવટી દુઃખની વ્યથા, ખેદ, વસવસો અને ખિન્નતાથી સદંતર પાક અને સાફ છે.

**હઝરત રઝા** ની શાએરી **''વહબી''** એટલે કે કુદરતી બક્ષીસ (Nature Bestowed) હતી. સૃષ્ટિના સર્જનહારે હઝરત રઝાને અર્થતા, મર્મતા, અર્થસભરતા, તાત્વિકતા, નિર્મમ તર્કની ઉચ્ચતા, બુધ્ધી, કૌશલ્ય, ગર્ભિતતાની વિશિષ્ટ આવડત, બૌદ્ધિકતાની અભિરૂચિ, શબ્દોની જોડણીની સુંદરતા, પ્રાસની શ્રેષ્ઠતા, ધ્વનિમાં શબ્દોની સમાનતા, લયની તાલબધ્ધતા, અનુપ્રાસની વિપુલતા સભર છંદો અને વૃતો, સંગી વાક્ય સાથેનો તાલમેલ, લાગણીઓ અને નિખાલસતાની સચોટ તાત્વિકતા, અર્થ બોધની શ્રેષ્ઠતા અને એવા અનેક આદર્શરૂપ અનિવાર્ય ગુણધર્મોની એટલા વિપુલ પ્રમાણમાં ભેટ અર્પી હતી કે મઝહબી ક્ષેત્રે નહીં બલ્કે ''ઉર્દુ અદબ'' એટલે કે ઉર્દુ સાહિત્યના ક્ષેત્રે હઝરત રઝાની શાએરીને ઉર્દુના ઊંચી કોટીના અન્ય પ્રખર નામાંકિત શાઈરોથી સરખામણી કરવામાં આવે, તો ઉર્દુના તમામ શાઈરો એકત્રિત અને ભેગા મળીને હઝરત રઝાની શાએરી સામે સામાન્ય વિદ્યાર્થીની પણ હૈસિયત નથી ધરાવતા. જેનો સાચો, સચોટ અને વાસ્તવિક અંદાઝો મારી લખેલી કિતાબ **''ફન્ને શાએરી ઔર હસ્સાનુલ હિન્દ''** ના વાંચનથી આવી જશે.



**હઝરત રઝા** જેમ બે મિષાલ છે તેમ તેઓની શાએરી પણ બે મિષાલ છે. આપની શાએરીમાં ફકત **''આમદ–આમદ''** છે. એટલે કે વિષય વર્ણનની પંકતિઓ સ્વયં અને આપોઆપ કલમથી ટપકતી હતી. **''આવરદ''** એટલે કે કાવ્યય સર્જન માટે ખેંચતાણ, ખેંચાખેંચી અને ધરાર ઢસડી ઢસડીને શબ્દોની જોડકણી માટે સતત પ્રવૃત રહીને વાકયની બંદીશમાં ડુબેલા રહેવાની લેશમાત્ર આવશ્યકતા નથી. આપ અન્ય શાઈરોની જેમ પ્રભાતથી સંધ્યા સુધી કાવ્ય સર્જન માટે અનુપ્રાસ રૂપી શબ્દોની જોડણીની મથામણમાં ગળાડૂબ નહોતા રહેતા, બલ્કે **ઈશ્કે રસૂલ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમનો સાચો જઝબો તૌફાની સમુદ્રની જેમ હિલોળા લેતો અને પ્યારા મહેબૂબની યાદ અને વિરહમાં ઈશ્કે રસૂલનો જઝબો વિરહ અગ્નિની જવાળાઓરૂપે પ્રજવળ બનતો,ત્યારે તે જવાળા ધુમાડા સ્વરૂપે નિકળવાના બદલે શેઅર બનીને ઈશ્કે રસૂલ ના અનમોલ મોતી બનીને કલમથી ટપકતો અને હૃદયની બળતરાને સાંત્વન આપતો. ખૂદ હઝરત રઝા બરેલ્વી ફરમાવે છે કે :-

**''જબ સરવરે આલમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ કી યાદ તડપાતી હૈ, તો મૈં નઅતિયા અશઆર સે બેકરાર દિલ કો તસ્કીન (સાંત્વન) દેતા હૂં, વર્ના શેઅરો સુખન મેરા મઝાકે તબઆ (આદત) નહીં.''**

(હવાલો : **સવાનેહ આ'લા હઝરત**, લેખક : હઝરત મૌલાના બદરૂદ્દીન અહમદ - બરાંઊં શરીફ , પેઈજ નં. ૨૮૩)

**હઝરત રઝા બરેલ્વી** નો ફન્ને શાઈરીમાં કોઈ ઉસ્તાદ ન હતો. ઉપરાંત, આપ પોતાના નઅતિયા કલામની અન્ય કોઈ શાઈર પાસે ઈસ્લાહ એટલે કે સુધારા - વધારા નહોતા કરાવતા. શેઅર ગોઈ એટલે કે કાવ્ય સર્જન આપનો વ્યવસાય ન હતો. આપ ધંધાદારી શાઈર નહોતા કે આખો દિવસ કાગળ અને કલમ લઈને લખ - ભૂસ અને છેકછાક માં પ્રવૃત રહીને શાએરીની પંક્તિઓનું સર્જન કર્યા કરે. બલ્કે આપની પાસે એટલો સમય પણ નહતો કે આપ શાએરી પ્રત્યે લક્ષ આપે. કેમ કે આપ દીની કિતાબો, ફત્વા, ગુસ્તાખે રસૂલના જવાબો, તથા અન્ય દીની બાબતોમાં એટલા વ્યસ્ત હતા કે આપ શાએરીના ''ફન'' (કળા) પ્રત્યે ધ્યાન આપે. કેમ કે રાત - દિવસના ૨૪ કલાકના સમયમાંથી ૧૮ થી ૨૦ કલાક આપ કિતાબોના લેખન કાર્ય માં વ્યસ્ત રહેતા હતા.

ફન્ને શાએરીમાં ઈશ્કે રસૂલ જ આપનો માર્ગદર્શક હતો. કુરઆને મજીદની આયતોના અર્થ, મતલબ, મકસદ અને મૂરાદને તથા શરીઅતે મુતહહરાના કાનૂનને હઝરત રઝાએ પોતાની શાએરી ના ઉદગમ સ્થાન અને મૂળ તરીકે કેન્દ્રીત રાખેલ, જેથી જ આપની શાએરી કુરઆનના ફરમાન અને શરીઅતના આદેશોની મર્યાદા રેખાની અંદર સિમિત છે. આપની શાએરી શરીઅતના અહેકામથી એક વાળ બરાબર પણ આગળ વધીને નથી. જો કે શાએરીના ક્ષેત્રે અનેક કઠીન સમસ્યાઓનો સામનો કરવો પડે છે. જેમ કે નાઅતિયા શાઈર વિષયના મર્યાદિત વર્તુળમાં સિમિત રહીને પોતાની કવી - કળાને શબ્દોના શૃંગાર દ્વારા સુશોભ્તિ કરવાના પ્રયત્નમાં મથે



છે. એક જ વિષય કે વાતને અનેક પ્રકારે વર્ણન કરવા માટે નવા નવા શબ્દોની શોધખોળમાં, જિજ્ઞાસામાં અને તપાસમાં રહે છે. શેઅરની પંકતિઓમાં નવા, નવીન, નૂતન, અનુપમ, અજોડ, અલંકૃત અને કર્ણપ્રિય શબ્દોપ્રયોગની ઉગ્ર તાલાવેલીમાં તે કયારેક અયોગ્ય, અશોભનીય, અશિષ્ટ, અસંસ્કારી, અસંગત, અસંબધ્ધ, અસ્પષટ, અહેતુક, અલપઝલપ, અપ્રસ્તુત, અપ્રાસંગિક અને અપ્રિય શબ્દોનો દામન થામી લે છે અને તેની કૃતિ (કાવ્યન) આમ અને ખાસ (શિક્ષિત અને અશિક્ષિત) લોકોમાં પ્રસંશા અને દાદને પાત્ર નથી ઠરતી અને લોકપ્રિયતા નથી પ્રાપ્ત કરતી. કયારેક એવું પણ બને છે કે શાઈર પોતાની ક્ષમતા, શકિત અને જાણકારીથી વધુ છલાંગ મારવાનો પ્રયત્ન કરે છે, અને ફસાઈ જાય છે. પરિણામે તે શરીઅતનુ ઉલંઘન કરી નાખે છે અથવા વિષયને અર્થહીન અને નિઃરસ બનાવી નાખે છે.

પણ... **હઝરત રઝા બરેલી** નો કલામ આવા બધા દુષણોથી પાક અને સાફ છે અને આપના કલામમાં કયાંય પણ શરીઅતની ગિરફત થાય, તેવી શકયતા નથી રહેલી. કાનૂને શરીઅતની તકેદારી, સાવચેતી, અગમચેતી, સાવધાની, દેખભાળ, સંભાળ, રખેવાળી અને માવજત માટે જતન અને ચીવટની જે સજાગતા જોવા મળે છે, તે અન્ય નઅત - ગો શાઈરોના કલામમાં બહુ જ ઓછી જોવા મળે છે, **હઝરત રઝા** ની શાઈરીની ઉત્તમતા નું મુખ્ય કારણ એ છે આપે નઅત ગોઈ માટે **કુરઆને મજીદ** ને માર્ગદર્શક બનાવી ને કુરઆન શરીફમાં **હુઝુરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના જે

હુસ્નો - જમાલ, વિશિષ્ટતાઓ, અધિકારો, સતાધિકાર, માન-સન્માન, આદર, પ્રતિષ્ઠતા, બહુમાન, કિર્તિ, અને અકલ્પનીય અજોડતાનું વર્ણન છે, તેને સંયમ, મર્યાદા, સમતુલા, સ્થિરતા, સમતોલન અને તા'રીફની હદની મર્યાદામાં સીમિત રહીને **'' પ્રેમ ના જોશ અને સમતુલનના હોશ''**ની સાથે એવા નિરાળા, સુંદર, સરળ અને અલંકારિત ભાષાના શૃંગારોના સૌંદર્ય ગુણથી છલોછલ સહેલી, સરળ, સ્પષટ, બુધ્ધગમ્ય અને દરેકને સમજાય તેવી મધૂર અને કર્ણપ્રિય શૈલીમાં કુરઆન કરીફના માર્ગદર્શન રૂપી નિચોડ દ્વારા અલંકારિક (Rhetorical) કાવ્યબધ્ધ કરેલ છે કે **હઝરત રઝા** ની લખેલી નઅત શરીફ સાંભળનારો દરેક શખ્સ **ઈશ્કે રસૂલ** ના જોશ અને કૈફમાં ઝુમી ઉઠે છે. જે બાબત જ આપના કલામની નિખાલસતા અને ઈશ્કની સત્યતાની મોહકતા અને મુગ્ધતાનો પુરાવો છે. અન્ય શાઈરોનો કલામ સાંભળવાથી સાંભળનાર ને આવી મોહની અને વશીકરણની ભાવનાનો આભાસ નથી થતો.

**હઝરત 'રઝા'** બરેલ્વી એ નઅત ગોઈની કળા, આવડત અને કુશળતા કુરઆને મજીદથી જ શીખેલી અને નઅત ગોઈના વિવિધ ક્ષેત્રોની આકર્ષક લાવણય અને પ્રકૃતિદત શ્રેષ્ઠતા બારગાહે રિસાલતના નઅત-ગો શાઈર **હઝરત હસ્સાન બિન ષાબિત** રદીઅલહો તઆલા ના સૌજન્ય અને અનુકરણને પદચિહન બનાવીને નઅત-ગો શાઈરોની ઉચ્ચશ્રેણીમાં અગત્યનું પદ ધારણ કર્યુ છે.

ખૂદ ફરમાવે છે કે :-



**હૂં અપને કલામ સે નિહાયત મેહઝૂઝ,**
**બેજા હે ''લિલ્લાહે-અલ-મન્નતો'' મેહફૂઝ,**
**કુરઆન સે મૈ ને નઅત ગોઈ શીખી,**
**યઅની રહે અહકામે શરીઅત મલ્હૂઝ.**

આ પણ એક એવી વાસ્તવિકતા છે કે જેનો ઈન્કાર નથી કરી શકાતો કે હઝરત રઝા બરેલ્વી નઅત ગોઈના ક્ષેત્રમાં એવા એવા નાઝુક, કોમળ, જટિલ, કઠણ, પ્રતિકૂળ, કટોકટી અને મુંઝવણ ભર્યા તબકકાઓ આવે છે કે મામૂલી બે-દરકારી, થોડીક પણ ગફલત અને બે ધ્યાનપણું મોટા અને ભયંકર અપરાધની ઝંઝીરોમાં જકડી દેવા માટે પુરતા છે પણ હઝરત રઝા બરેલ્વીએ તેવો તબક્કો અતિ સાવધાની અને સાવચેતી થી પસાર કર્યો કે નઅતગોઈની મર્યાદા, એહતરામ, સન્માન, પવિત્રતા ની જાળવણી અને બજવણીની સાથે સાથે શેઅરને શાએરીના ફન અને કાવ્યકળાના આભુષણોથી શૃંગાર અને સૌંદર્યના રૂપરંગથી સજાવી ને શાએરીની કળાને સુંદરતાને સોળે કળાએ ખિલવીને ભપકાદાર બનાવીને સૌમ્ય, સુંદર, શ્રેષઠ, મનોહર અને પ્રેમરસની સુગંધથી મહેકાવી દીધી. નઅતગોઈના કઠીન તબકકાઓ સુરક્ષિતપણે પસાર કરવામાં હઝરત રઝા બરેલ્વીએ જે માર્ગ, પધ્ધતિ, પંથ, પગદંડી અને પ્રેરણા અપનાવી કે મેળવી, તેના વિષે તેઓ સ્વયં ફરમાવે છે કે :-

**રહેબર કી રહે નઅત મેં અગર હાજત હો,**
**નકશે કદમ હઝરતે હસ્સાન બસ હૈ.**

''ફન્ને શાએરી''માં હઝરત રઝા બરેલ્વી ની ◉ નિપૂર્ણતા, મનોભાવનો અંગીકાર અને સ્વીકૃતી ની ધારદાર રજૂઆત ◉ આલેખન ની ઉચ્ચ લલિતકળા ◉ હૃદયમાં સંગ્રહેલી ભાવનાઓને વિચલીત ન થવા દેવા નો મનોનિગ્રહ અને મનનો અંકુશ ◉ દિલ ના જોશ ને અકકલના હોશ દ્વારા મર્યાદા માં રાખવાની સજાગતા, સાવધાની અને સાવચેતી ◉ હૃદયના તારને ધણધણાવી નાખવાની વાકપટુતા, વાકચાતુરી અને વકતૃત્વ કળા પ્રાંસની એકલયતા જાળવતા શબ્દોના પરીક્ષણ, ચકાસણી અને અજમાયશ સાથે ના ઉપયોગ દ્વારા કાવ્ય નિર્માણ, કવન અને કલા કૌશલ્યનું અલૈકિક નિર્માણ ◉ પ્રસંગ અને ઘટના ની વાસ્તવિકતાના વર્ણન માં અદ્‌ભૂત, અજાયબી અને કૌતુકતા નો ચિતાર દ્રષ્ટિ સમક્ષ ઉપસ્થિત થઈ જાય તેવા વાકછટા યુકત છટાદાર વાકયોને એક તાંતણે બાંધીને મોતીની માળા જેવા કાયોના સર્જનની ચાતુરી ◉ કાર્ય કુશળતા અને આવડત, પ્રેમ, વિરહ, ન્યોછાવર ભાવનાની નિઃસ્વાર્થ ભાવુકતા થી તરબતોળ લાગણી ના વર્ણનમાં કવિ કલાના કૌશલ્યનો રણકાર, વિવેક, વિનય, મુદ્દતા ◉ વિરહ અગ્નિમાં સળગતા હૃદયના વલોપાત, ખિન્નતા, આક્રંદ અને અજંપા ને ચંચળ તરવરાટ દ્વારા વ્યકત કરવાના બદલે ધીર, શાંત ભાવ,ધૈર્ય, શાંત અને સ્થિર લાગણીની અંકુશિત લગામ દ્વારા ભાવનાની સીમા રેખાની અંદર મર્યાદિત રાખીને શરીઅતનું લેશમાત્ર ઉલંઘન કર્યા વગર ઈશ્કે રસૂલની મધૂર પંકતિઓ વાતાવરણ માં ગુંજાવી છે.

હઝરત રઝા બરેલ્વીએ ફન્ને શાએરીની વિવિધ કળા કૌશલ્યમાં કાવ્ય રચનાઓ કરી છે પણ આપની શાએરીમાં



મોટાભાગે ''તગઝઝુલ'' એટલેક કે ''ગઝલ''નો રંગ જ જોવા મળે છે. આપે ગઝલ ના અંદાઝમાં હમ્દ, નઅત, મનકબત વગેરેનું સર્જન કર્યું છે. ઉતરાંત મસ્નવી, કતઅ, નઝમ, રૂબાઈ વગેરેમાં પણ પોતાની આવડત અને કુશળતા નો પરિચય કરાવ્યો છે. આપે નઅત ગોઈ દ્વારા ''ફન્ને શાએરી'' એટલે કે કાવ્ય-કળા ને નવ જીવન બક્ષ્યું છે. શાએરીના વિવિધ પ્રકારોમાં આપે પોતાની નિષ્ણાંતતાનો પરચો બતાવી ને જે ધાક અને સિકકો બેસાડયો છે, તેને જાઈને ઉર્દૂ શાએરીના મોટા-મોટા નિષ્ણાંત, નામાંકિત, પ્રખ્યાત, ખ્યાતનામ, નામવર અને આધારભૂત શાએરો આશ્ચર્યચકિત, મંત્રમુગ્ધ અને પ્રભાવિત થઈને મોઢા માં આંગળા નાખી ગયા છે અને હઝરત રઝા ના સાહિત્ય વર્ચસ્વ નો એકમતે સ્વીકાર કરી ને હઝરત રઝાને દાદ આપી છે.

ફન્ને શાએરીમાં હઝરત રઝાનું અદભૂત અને અકલ્પનીય સંપૂર્ણ વર્ચસ્વ અને પ્રભુત્વ જોઈને દરેક શખ્સને એક વિચાર આવતો હશે કે ફન્ને શાએરીમાં હઝરત રઝાના ઉસ્તાદ કોણ હતા ? અને આપ પોતાની કાવ્ય કૃતિઓની 'ઈસ્લાહ' એટલે કે ભૂલચુક સુધારવા માટે કયા નિષ્ણાત શાઈર નો સંપર્ક સાધતા હતા? પણ હકીકત એ છે કે શાએરી ના વિષયમાં આપનો કોઈ ઉસ્તાદ કે ગુરૂ ન હતો. કાવ્ય કળાની કુશળતા, ચતુરતા, સુજાણતા અને જ્ઞાન કૌશલ્યની આવડતમાં આપે કોઈની પણ શિષ્યવૃતિ ધારણ નથી કરી કે કોઈની સલાહ, સુચના કે માર્ગદર્શન નથી લીધું. હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ દ્વારા હઝરત રઝાને અર્પણ કરવામાં આવેલા અનેક

